# ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी ?



પંચમ આવૃત્તિ.

રચનાર:

છોટાલાલ જીવનલાલ.

મૂલ્ય ૦—૩—૦

લોકપ્રિય લઘુલેખમાળા: અંક ૪.

# ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी ?

પ્રથમ આવૃત્તિ-પ્રત ૧૦૦૦

પ્રસિદ્ધ થઇ : આષાઢી પૂર્ણિમા: સં૦ ૧૯૮૦

લેખક

છોટાલાલ જીવનલાલ

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

प्रसिद्धकर्ता:

श्रेयस्साधकअधिकारिवर्ग.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર હવેએ છાપી
પ્રસિદ્ધ કર્યું, ખાંડીયા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

પૂર્વે પ્રસિદ્ધ થતી "લોકપ્રિય લેખમાળા"નો જે ઉદ્દેશ હતો, તે જ આ "લોકપ્રિય લઘુલેખમાળા"નો પણ ઉદ્દેશ છે. અવકાશે આવા લઘુ લેખો ઈશ્વરેચ્છાથી ભવિષ્યમાં પ્રકટ કરવામાં આવશે. પૈસા કમાવાનો આ લેખ પ્રકટ કરવામાં હેતુ ન હોવાથી તેનું મૂલ્ય લગભગ ખર્ચ એટલું જ રાખવામાં આવ્યું છે. સામાન્ય લોકોમાં આ લેખોને વહેંચવાની કોઈ ઉદાર પુરુષની ઇચ્છા હશે તો તેને સામટાં પુસ્તકો આથી પણ ઓછે મૂલ્યે આપવામાં આવશે.

તા. ૧૮-૯-૦૫
વડોદરા.

श्रेयस्साधकअधिकारिवर्ग.

## [ દ્વિતીય આવૃત્તિ ]

આ લઘુ લેખની પાંચ હજાર નકલો અલ્પસમયમાં ખપી જવાથી પ્રજામાં તે કેટલો પ્રિય થઈ પડ્યો છે, તે સ્પષ્ટ થાય છે. જ્ઞાનના દાનસમાન ઉત્તમ દાન બીજું એકે નથી. તેથી આ લેખની ઓછામાં ઓછી એક રૂપૈયાની પણ નકલો ખરીદી વિદ્યાર્થીઓમાં વહેંચવા સર્વને વિનવવામાં આવે છે. વહેંચવા માટે સામટી ખરીદનારને એક રૂપૈયાની ખનતી પ્રમાણે નકલો આપવામાં આવશે. પોસ્ટેજ જુદું આપવું પડશે.

આશ્વિન શુક્લપક્ષ ૧૦
સંવત્ ૧૯૬૧
વડોદરા.

श्रेयस्साधकअधिकारिवर्ग.

લોકપ્રિય લઘુલેખમાળા: અંક ૪.

# ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी ?

પંચમ આવૃત્તિ–પ્રત ૩૦૦૦

પ્રસિદ્ધ થઇ : આષાઢી પૂર્ણિમા: સં૦ ૧૯૮૭

લેખક

**છોટાલાલ જીવનલાલ**

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

**प्रसिद्धकर्ता:**

**श्रेयस्साधकअधिकारिवर्ग.**

શ્રી ભાગ્યોદય પ્રીન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપી

પ્રસિદ્ધ કર્યું, ખાંડીઆ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

પૂર્વે પ્રસિદ્ધ થતી "લોકપ્રિય લેખમાળા"નો જે ઉદ્દેશ હતો, તે જ આ "લોકપ્રિય લઘુલેખમાળા"નો પણ ઉદ્દેશ છે. અવકાશે આવા લઘુ લેખો ઈશ્વરેચ્છાથી ભવિષ્યમાં પ્રકટ કરવામાં આવશે. પૈસા કમાવાનો આ લેખ પ્રકટ કરવામાં હેતુ ન હોવાથી તેનું મુલ્ય લગભગ ખર્ચ જેટલું જ રાખવામાં આવ્યું છે. સામાન્ય લોકોમાં આ લેખોને વહેંચવાની કોઈ ઉદાર પુરુષની ઇચ્છા હશે તો તેને સામટાં પુસ્તકો આથી પણ ઓછે મૂલ્યે આપવામાં આવશે.

તા. ૧૮-૯-૧૫
વડોદરા.

શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ.



## [ દ્વિતીય આવૃત્તિ ]

આ લઘુ લેખની પાંચ હજાર નકલો અલ્પસમયમાં ખપી જવાથી પ્રજામાં તે કેટલો પ્રિય થઇ પડ્યો છે, તે સ્પષ્ટ થાય છે. જ્ઞાનના દાનસમાન ઉત્તમ દાન બીજું એકે નથી. તેથી આ લેખની ઓછામાં ઓછી એક રૂપૈઆની પણ નકલો ખરીદી વિદ્યાર્થીઓમાં વહેંચવા સર્વને વિનવવામાં આવે છે. વહેંચવા માટે સામટી ખરીદનારને એક રૂપૈયાની બનતી વધારે નકલો આપવામાં આવશે. પોસ્ટેજ જુદુ આપવું પડશે.

આશ્વિન શુક્લપક્ષ ૧૦
સંવત્ ૧૯૭૨
વડોદરા.

શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ.



॥ ॐ श्रीं ॥

# ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी ?

અંગ્રેજી વિદ્યાના અભ્યાસથી જેમ આપણા દેશને અનેક પ્રકારના લાભ થયા છે, તેમ તેનાથી કેટલાક અલાભ પણ થયા છે, અને આમ થાય એ સ્વાભાવિક જ છે. જેમાં લાભ હોય છે તેમાં કાંઈક નુકસાન પણ હોય જ છે. દીવો અજવાળું આપે છે ત્યારે તે કાજળને પણ ઉત્પન્ન કરે છે, અનાજ એક પક્ષથી આપણા શરીરને પોષણ આપે છે ત્યારે બીજા પક્ષથી તે શરીરમાં નુકસાન કરનાર વિષને અર્થાત્ મળને પણ ઉત્પન્ન કરી આપણને થતા અનેક રોગનું પણ કારણ થઇ પડે છે. અંગ્રેજી વિદ્યાના અભ્યાસથી કુંભકર્ણના જેવી નિદ્રાને વશ થએલી આપણી આર્ય-પ્રજાની અનેક શક્તિઓ જાગ્રત્ થવા લાગી છે. આપણે

સાર અને અસારને સમજવા લાગ્યા છીએ, આપણી દુઃખી સ્થિતિના સ્વરૂપને સમજતા થયા છીએ, તે સ્થિતિનાં કારણોને જાણવાના ઉપાયોનો વિચાર કરતા થયા છીએ અને તે કારણોમાંથી બની શકે એવાં કારણોને નાશ કરવાના પ્રયત્નવાળા થયા છીએ, થતા જઇએ છીએ અને થઇશું. આ વિના બીજા પણ ઘણા લાભો આ વિદ્યાના અભ્યાસથી તથા અંગ્રેજોના સંબન્ધથી આપણને થયા છે અને થાય છે. આ સઘળું છતાં આ વિદ્યાના અભ્યાસથી કેટલીક હાનિ પણ થયા વિના રહી નથી; અને તેમાંની મુખ્ય હાનિ એ છે કે આપણામાંથી આપણી સ્વભાવસિદ્ધ ધર્મવૃત્તિનો ધીરે ધીરે લોપ થતો જાય છે. આપણાં શાસ્ત્રોમાંથી દિવસે દિવસે આપણી શ્રદ્ધા ઉઠતી જાય છે. આપણા રીતરીવાજો બધા જ નુકસાન કરનારા છે એમ આપણે પૂર્ણ વિચાર કર્યા વિના માનતા થયા છીએ. આપણા ધર્મના સર્વ માર્ગો બ્રાહ્મણોએ પેટ ભરવાને માટે ઉભા કર્યા છે એમ આપણી સમજ થતી જાય છે. આપણા પૂજ્ય દેવોને આપણે પુરાણનાં ગપોડાં ગણતા થતા જઇએ છીએ. આપણી કલ્યાણકારી મર્મથી ભરેલી કથાઓને આપણે કાવ્યની અતિશયોક્તિ તથા અલંકારો ગણતા થયા છીએ. આપણું આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ કરનાર આપણા ઇષ્ટદેવની ભક્તિમાટે અત્યંત વિચારપૂર્વક સ્થાપેલી પૂજ્ય પ્રતિમાઓને આપણે પથ્થરનાં પુતળાં ગણતા થયા છીએ. આટલેથી જ આપણે અટકયા હોત તો હજી કાંઇ મોટા વિનાશનો સંભવ નહોતો. પણ આ સર્વ ઉપર કળશ ચઢાવવાને હવે

આપણે એવા વિચારના થતા જઈએ છીએ કે ઈશ્વર એવી કોઈ વસ્તુ જ નથી. તેમની ભક્તિ કરવાની કે તેમનું સ્મરણ કરવાની આપણે કશી જરૂર નથી. ઈશ્વર છે જ, એ કોણે જોયું છે કે તેની ભક્તિ કરીએ ? સવારમાં કામધંધો છોડીને કે વિદ્યાભ્યાસ છોડીને એ નકામી લપમાં પડવાથી, એ માળાનાં વરેડાં તાણવાથી, એ ટીલાંટપકાં ખેંચવાથી શો ફાયદો છે ? એ સર્વ ઢોંગ છે, એ નવરાના ધંધા છે, એ મૂર્ખ અને અક્કલવિનાનાં મનુષ્યોના ભ્રાંતિવાળા વ્યવહારો છે. કામધંધો કરીએ કે વિદ્યાભ્યાસ કરીએ તો કાંઈક ખાવાનું મળે. એમ ઈશ્વર ઈશ્વર કર્યે કે ભજનના લાંબા રાગડા તાણ્યે કાંઇ પેટ ભરાવાનું છે ?

આવા અને આ પ્રકારના બીજા અનેક વિચારો આપણા કેળવાયલા મનુષ્યોના તથા કેળવણી લેતા વિદ્યાર્થીઓના મોટા ભાગમાં પ્રસરી રહેલા જ્યાં ત્યાં જોવામાં આવે છે. જગતમાં ઈશ્વર જ નથી, જે સઘળું થાય છે તે કુદરતથી (Nature) થાય છે, એમ આપણામાંથી ઘણા માનતા થયા છે, અને તેથી ઈશ્વરને ભજવાની જરૂર છે એમ આપણને સમજાતું નથી. ખાવાનું, પીવાનું, સારાં સારાં વસ્ત્ર પહેરવાનું, મિત્રોની સાથે બેસવા ઉઠવાનુ, વર્તમાનપત્રો કે બીજી ચોપડીઓ વાંચવાનું કે એવી જ બીજી બાબતોમાંની એક બાબત પણ જો આપણને પાંચ સાત દિવસ ન મળે તો આપણે મહાદુઃખી થઈ જઇએ છીએ, તે સર્વને આપણે આપણા જીવનમાં અત્યંત અગત્યનાં ગણીએ છીએ,

પણ એક દિવસ ઈશ્વરસ્મરણ કરવાનું ન મળે તો આપણા જીવનને મહાહાનિ થશે એમ આપણે માનતા નથી. ઉલટુ દિવસોના દિવસો, માસોના માસો, વરસોનાં વરસો ઈશ્વરના સ્મરણવિના ચાલ્યાં જાય તો પણ તેથી આપણને કશું પણ લાગે એવો સંભવ જણાતો નથી.

અંગ્રેજી વિદ્યાનો આપણા દેશમાં પ્રસાર થયો નહોતો ત્યારે કોઇ પણ બ્રાહ્મણ સવારમાં સ્નાન સંધ્યા કર્યા વિના કોઇ વ્યવહારની ક્રિયા કરતો નહોતો, કોઇ પણ ક્ષત્રિય કે વૈશ્ય સ્નાન કરી પોતાની દેવસેવા કર્યા વિના કે બે માળા ફેરવ્યા વિના બીજા વ્યવહારના કામમાં કદી જોડાતો નહિ. શુદ્રો પણ સવારમાં ઉઠી બને તો સ્નાન કરી અથવા તો દાતણ કરી રામનામનું કે ઈશ્વરના અન્ય કોઇ નામનું સ્મરણ કરતા. પ્રાતઃકાલમાં આપણી સર્વ પ્રજાનું—નાના કે મોટા સર્વનુ—કામ પૂર્વે ઈશ્વરસ્મરણ કરવાનું હતું. સાયકાળે કે નવરાશ મળે ત્યારે અને વારતહેવારે સવ મનુષ્યો દેવદર્શને દેવાલયોમાં કે મંદિરોમાં જતા. આમ ઈશ્વરસ્મરણ એ આપણા લોકોનું પૂર્વે પ્રાતઃકાળમાં પ્રથમ કામ હતું. આજે તેથી કેવળ વિપરીતપણું થઇ ગયું છે. બ્રાહ્મણોમાંથી ઘણાને આજે સંધ્યા કરતાં આવડતી નથી અંગ્રેજી ભણેલા ઘણા બ્રાહ્મણવિદ્યાર્થીઓને ગાયત્રી મંત્ર પણ શુદ્ધ આવડતો નથી. ક્ષત્રિય, વૈશ્યોને પણ ધર્મકર્મનું ભાન નથી. સ્નાન કરેલું જણાય એટલા જ માટે અથવા મુખની શોભા વધારવાને માટે જ ટીલાંટપકાં ઘણા કરે છે. કેટલાક તો તેને પણ ઢોંગ ગણે છે. જનોઇ એ કુંચી બાંધવાનું સાધન ઘણા માને

છે, સ્નાન કરવાનો હેતુ માત્ર શરીરની શુદ્ધિ જ છે, એમ સમજે છે. ઈશ્વરના નામનો જપ કરવો, ઈશ્વરની સ્થાપન મૂર્તિની પૂજા કરવી તેમાં ઘણા તો ઈશ્વરનું અપમાન થએલું ગણે છે. પ્રાતઃકાળથી જ સર્વ મોટા મનુષ્યો પૈસા કમાવાની યુક્તિમાં જોડાય છે, અને વિદ્યાર્થીઓ અકબર કે જહાંગીર, ચૅટરલુ કે પ્લાસી, બાડાગારકર કે મોટાપાન, રહોમ્બસ કે રહોમ્બોઇડ કે એવું જ કાંઇ ગોખતા બેઠા હોય છે.

આ સર્વ શું બતાવે છે? એ જ કે આપણને ઈશ્વરનું સ્મરણ કરવાની અગત્ય જણાતી નથી. આ સર્વ એ જ બતાવે છે કે ઈશ્વરનું સ્મરણ કરવું એને આપણે નકામો વખત ગાળ્યો ગણીએ છીએ. આ સર્વથી એ જ સ્પષ્ટ થાય છે કે ઈશ્વરનું સ્મરણ કરવું એને આપણે અજ્ઞાન અને મૂર્ખ લોકોનુ કામ ગણીએ છીએ.

આપણા મનની આવી વિપરીત સ્થિતિ જોઈ જાણીને "ઈશ્વરનું સ્મરણ કરવાની પ્રત્યેક પ્રાણીને કેટલી અગત્ય છે" એ વિષે સંક્ષેપમાં કાંઇક લખવાનો પ્રયત્ન કરવા આજે આદર કર્યો છે જેમ અન્ન ખાધા વિના આપણો દેહ ટકી શકતો નથી, જેમ જલ પીધા વિના આપણે મરી જઇએ છીએ, અને જેમ હવાને શ્વાસમાં લીધા વિના આપણે એક ક્ષણ પણ જીવી શકતા નથી, તેમ ઈશ્વરનું સ્મરણ કર્યા વિના આપણે દુઃખી થઇએ છીએ, આપણી દિવસે દિવસે અધોગતિ થતી જાય છે, અને અંતે આપણો

કેવળ જ વિનાશ થાય છે. જેમ નેત્રવિના આપણે જોઈ શકતા નથી, પગવિના ચાલી શકતા નથી, અને હાથવગેરે અવયવોવિના કોઇ વ્યવહાર કરી શકતા નથી, તેમ પરમેશ્વરનું સ્મરણ કર્યાવિના આપણે ખરા સુખનો અંશસરખો પણ અનુભવી શકતા નથી; ટુંકામાં પરમેશ્વરનું સ્મરણ એ જ સર્વ સુખનું મૂળ છે, પરમેશ્વરનું સ્મરણ એ જ મોટામાં મોટી ચઢતીનો ઉપાય છે, પરમેશ્વરનું સ્મરણ એ જ ઉંચામાં ઉંચા જ્ઞાનનું કારણ છે, અને એમ હોવાથી સર્વોત્કૃષ્ટ સુખને મેળવવાની ઇચ્છા રાખનાર પ્રત્યેક મનુષ્યે, સર્વોત્કૃષ્ટ ઉદયને સંપાદન કરવાની અભિલાષા રાખનાર પ્રત્યેક પુરુષે, અને ઉત્તમોત્તમ જ્ઞાનને અથવા જ્ઞાનને છેક છેલ્લે શિખરે પહોંચવાની આકાંક્ષા રાખનાર પ્રત્યેક જણે પરમેશ્વરનું સ્મરણ કરવું, એ અત્યંત અગત્યનું છે એ વિષયઉપર આપણે હવે આ સ્થળે યથામતિ વિચાર કરીશું.

પણ તમારામાંથી ઘણા કહેશે કે સ્મરણ કરવાની વાત તો બાજુએ રહી પણ ઈશ્વર છે એની ખાત્રી શી? ઈશ્વર હોય તો પછી તેને સ્મરણ કરવાની લાંબી લાંબી વાતો કરેલી કામની. ઝાડનું મૂળ જ નહિ ત્યાં પછી તેની ડાળીઓની વાત કરવાનું કારણ શું? ઈશ્વર જ નથી તો પછી સ્મરણ કરવાનું રહ્યું ક્યાં? ઈશ્વર દેખાયા વિના ઈશ્વર છે એની ખાત્રી શી? ઈશ્વરને કોણે જોયા છે? ઈશ્વરને તમે અમને દેખાડો તો પછી અમે તેમનું સ્મરણ કરીએ.

તમારી આ શંકા ઠીક છે. ઇશ્વર છે કે નહિ તેનો આપણે પ્રથમ વિચાર કરીએ, અને તે વાતનો નિશ્ચય થયા પછી આપણે તેમનું સ્મરણ કરવાની કેટલી અગત્ય છે તે વિષે વિચારીશું.

ઈશ્વર આપણી નજરે દેખાતા નથી, માટે તે નથી એવી આપણી શંકા યોગ્ય વિચારથી ખરી નથી. આપણે સર્વ જાણીએ છીએ કે પાણીના એક ટીંપામાં કરોડો સૂક્ષ્મ જંતુઓ છે, પરંતુ તેને આપણે ખુલી આંખે નથી દેખી શકતા તેથી તે નથી એમ કંઈ કહી શકાય નહિ. એ જ જંતુઓ સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી દેખાય છે. હવામાં અસંખ્ય પરમાણુનો પ્રવાહ નિરંતર વહ્યા જ કરે છે, પરંતુ તે આપણને દેખાતો નથી માટે તે નથી એમ કોઇ પણ બુદ્ધિમાનથી કહી શકાય નહી; કારણ કે હુરીયામાંથી તડકાનું અજવાળું આવતાં આપણે તેમાં ઉડતાં ત્રસરેણુને જોઇએ છીએ. માટે દેખાય નહિ તે વસ્તુ નથી જ એમ બુદ્ધિમાન પુરુષો કહેતા નથી. સૂક્ષ્મ પદાર્થ જોવાને માટે સાધનોની જરૂર હોય છે તો ઇશ્વરજેવા અત્યંત સૂક્ષ્મથી સૂક્ષ્મ તત્ત્વને જોવાને માટે સાધનની જરૂર હોય એમાં નો કહેવું જ શું હતું? સૂક્ષ્મદર્શક જેની પાસે હોય તે જેમ પાણીમાંના પોરા જુએ છે, તેમ શુદ્ધ હૃદયથી મળતાં જ્ઞાનચક્ષુ જેની પાસે હોય છે તે પણ ઈશ્વરને જોઇ શકે છે. આપણી પાસે સૂક્ષ્મદર્શક નથી હોતું તો આપણે પોરાને દેખી શકતા નથી, તેમ આપણી પાસે શુદ્ધ હૃદયથી મળતાં જ્ઞાનચક્ષુ નથી

હોતાં તો આપણે ઇશ્વરને પણ દેખી શકતા નથી. સૂક્ષ્મ-દર્શકથી જોનાર મનુષ્ય આપણને કહે છે કે પાણીમાં પોરા છે તે જ્યારે આપણે સૂક્ષ્મદર્શકથી જોયા વિના માનીએ છીએ, દૂર્બિનથી જોયા વિના અને ગણિત કર્યા વિના સૂર્ય ૯૧ કરોડ માઇલ આપણી પૃથ્વીથી છેટે છે, તેની આજુ-બાજુ બળતાં વાદળાં છે, ચંદ્રમા મેદાનો અને પહાડો છે, મંગળમાં મોટી મોટી નહેરો છે, ખગોળમંડળમાં અમુક આમ છે ને અમુક તેમ છે, આ સઘળું માનતાં આપણે નથી દૂર્બિન જોવા માગતા કે નથી સૂક્ષ્મદર્શક માગતા, પણ તત્કાળ એ વાત સાચી હોવાનું કબુલ કરીએ છીએ, તેમ હજારો અપાર બુદ્ધિવાળા પૂર્વે થઇ ગએલા આ દેશના ઋષિમુનિઓ તેમ જ અન્ય દેશના સાધુ મહાત્માઓ, ભકતો, તથા હમણાં થતા ભકતો ઈશ્વર છે, તેનો તેમને અનુભવ છે–તેને તેઓ જ્ઞાનચક્ષુવડે પ્રત્યક્ષ જુએ છે વગેરે આપણને કહે છે, છતાં પેલી વાત આપણે માનીએ અને આ ન માનીએ તો એ આપણી વગરવિચારની હદ નહિ તો બીજું શું ગણવું જોઇએ? પણ તમે કહેશો કે એ તો દૂર્બિનથી કે સૂક્ષ્મદર્શકયંત્રથી જોતું હોય તો તરત જોઇ શકાય છે–આપણાથી કે ગમે તેનાથી જોઇ શકાય છે. ઇશ્વરને પણ આ પ્રમાણે તમે બતાવી આપો તો અમે માનવાને તૈયાર છીએ. પણ જરા સૂક્ષ્મ વિચાર કરીને જોશો તો આ વા-તમાં જેમ દૂર્બિન કે સૂક્ષ્મદર્શકયંત્ર લાવવું પડે છે, તે અહિં ન હોય તો વિલાયતથી મંગાવવું પડે છે, પાસે

પૈસા ન હોય તો રૂપૈયા મેળવવા પડે છે, અને ત્યારે જ તે જોવાય છે, તેમ આમાં પણ ઈશ્વરને જોવાનાં જ્ઞાનચક્ષુ આપણી પાસે ન હોય તો તે મેળવવાનાં સાધનો કરવાં પડે છે. દુર્બિનને જેમ ગોઠવવું જોઈએ તેમ ગોઠવ્યું ન હોય, મધ્યબિંદુ બરાબર મેળવ્યું ન હોય, અને પછી કોઈ અનાડી કહે કે લાવો મને દેખાડો, ચંદ્રમાં મેદાન, પહાડ ક્યાં દેખાય છે, અને પછી તેમાં જોવાની રીતે ન જોતાં ગમે તે છેડેથી જોવા બેસે અને કશું ન દેખાયે 'એ બધું ઢોંગ છે, બધાં ગપોડાં છે,' કહીને ઉઠી જાય તો તેવા અનાડીની બુદ્ધિનાં શું તમે વખાણ કરશો? નહિ જ કરો. તે જ પ્રમાણે ઈશ્વરને જોવાનાં સાધનો શાસ્ત્રમાં પ્રસિદ્ધ જ છે. અનેક સત્પુરુષો રાત્રિદિવસ તે સાધનોનો બોધ કરતા આવ્યા છે, તે કર્યા વિના જ, લાવો ઈશ્વરને બતાવો, લો આ આંખો મીચી, કહો ઈશ્વર ક્યાં દેખાય છે: એવા અનાડીવેડા કરવા કે ઉંધા ઉંધા તર્કો કરવા તે શું બુદ્ધિમાનનું કામ છે? કોલેજમાં અભ્યાસ કરી ઉંચી ઉંચી ડિગ્રીઓ મેળવવાથી સારૂં ધન મળે છે, એ વાત સાચી છતાં કોઈ અક્કલનો બારદાન નિશાળમાં દાખલ થઈ, લાવો મને વિદ્યા ભણાવી દો, આજ ને આજ ડિગ્રી આપો, અને પગારનો ગાંસડો મને બંધાવો, એમ કહી માસ્તરો અને પ્રોફેસરોસાથે બાથંબાથા કરે, અને તેના મૂર્ખતાઉપર તે વિદ્વાનો હસે, ત્યારે તેમને ઢોંગી, પાખંડી, પેટભરા કહી તિરસ્કાર કરે તો તેનું તે કામ શું તમે યોગ્ય ગણશો? અને એમ છતાં પરમે-

શ્વરની બાબતમાં લોકો આમ જ કરે છે. પરમેશ્વર જે ઉપાયે પ્રત્યક્ષ થાય છે, જે ક્રિયાઓ કરવાથી અંતર અને બહાર અને સર્વ દિશામાં પ્રકટ અનુભવમાં આવે છે, તે ક્રિયાઓમાંની એક પણ કર્યા વિના, અને તે કરવામાં જેટલો વખત ગાળવો જોઇએ, તેનો લાખમો કે કરોડમો ભાગ પણ ગાળ્યાવિના, આ ઘડી, આ પળે, હમણાં ને હમણાં ઈશ્વર બતાવો તો અમે માનીએ, નહિ તો નથી માનતા, એમ કહેતાં મોટા મોટા અંગ્રેજી ભણેલા પણ શરમાતા નથી એ થોડું આશ્ચર્યજેવું નથી.

એક કલેકટરને કે એક ગવર્નરને કે એક મોટા રાજાને મળવું હોય છે તો તેમાં કેટલાં સાધનો જોઇએ છે? એક ગામડીઓ કે એક ઢેડો જેણે આખે શરીરે ગટરનો કાદવ ચોળ્યો હોય અથવા જેને આખે શરીરે રગતપિત્ત નીકળ્યું હોય તેને શું રાજાની મુલાકાત થાય છે? રાજાપાસે જવા-જેવાં સ્વચ્છ વસ્ત્ર પહેર્યાવિના અને તેવી યોગ્યતા મેળવ્યા વિના રાજાપાસે કે કલેકટરપાસે જવાતું નથી, તથા તેની મુલાકાત થતી નથી, તો કરોડો કલેકટરના કલેકટર, કરોડો રાજાઓના રાજા, એવા પરમેશ્વરને જોવાની ઇચ્છા રાખ-નાર માણસ, દુર્ગંધોથી ગંધાતા, અને અસખ્ય જન્મોના પાપકર્મોરૂપી રગતપિત્તથી જેનું મન અત્યંત દુષ્ટ થઇ ગયું છે, એવા મનસહિત, દુરાચરણથી પતિત થયેલા શરીરસહિત, નિંદ્ય વિષયોના ઉપભોગથી ભ્રષ્ટ થએલી ઇંદ્રિયોસહિત, ઈશ્વરપાસે જવાને શી રીતે લાયક ગણાય? અને તેવાને ઈશ્વરનું દર્શન શી રીતે થાય? અને આવાં રગતપિતીયાંઓને

કલેકટરની કે રાજાની મુલાકાત ન થવાથી જેમ કલેકટર કે રાજા નથી, એમ કહી શકાતું નથી તેમ દુર્ગુણો અને દુરાચારરૂપી રગતપિત્તથી પીડાતા મનુષ્યોને ઈશ્વર ન દેખાય તેથી ઈશ્વર નથી એમ કહી શકાતું નથી.

આ સવ ઉપરથી સમજાશે કે ઈશ્વર આપણને અથવા આપણા જેવા બીજાઓને નથી દેખાતા, માટે નથી, એમ કહેવું એ તો કેવળ મન્દબુદ્ધિનું કામ છે. આપણાથી જેમની બુદ્ધિ કરોડોગણી વધારે હતી, એવું જેમના ગ્રન્થોઉપરથી સ્પષ્ટ જણાય છે, અને જેમના ગ્રન્થો સમજવા જેટલી પણ આપણી બુદ્ધિ નથી, તેવા સર્વ દેશના ધર્મપ્રવર્ત્તકો ઈશ્વર હોવાની સાક્ષી પૂરે છે. અને તેથી જેમ વ્યવહારની અનેક બાબતોમાં આપણા કરતાં વધારે બુદ્ધિમાનની વાત આપણે શ્રદ્ધાથી માનીએ છીએ, તેમ ઈશ્વર હોવા વિષેની વાત આપણે માનવી ઘટિત છે.

તર્કથી વિચાર કરીએ તો ઈશ્વર હોવાનાં અસંખ્ય પ્રમાણો આપણને જડ્યા વિના રહેતાં નથી. ઈશ્વર શબ્દનો અર્થ આપણે વિચારીએ તો ઈશ એટલે નિયમમાં રાખવું, અને વર એટલે શ્રેષ્ઠ એવો થાય છે. એ શબ્દોપરથી આ-ખા જગતને નિયમમાં રાખનાર કોઈ શ્રેષ્ઠ સત્તા: એવો ઈશ્વરનો અથ થાય છે. આ બ્રહ્માંડના અસંખ્ય પ્રાણીપ-દાર્થો નિયમમાં રહેતા હોવાથી તેવી કોઈ શ્રેષ્ઠ સત્તા હોવી જ જોઈએ એવું સ્પષ્ટ થાય છે. વર્ગને નિયમમાં રાખનાર શિક્ષક નથી હોતો તો વર્ગમાં કેવી અવ્યવસ્થા—કેવું તોફાન

મચી રહે છે, તો આ આખા બ્રહ્માંડને નિયમમાં રાખનાર જો કોઇ ન હોય તો અનિયમ થાય જ, એ સ્વાભાવિક છે. અને અનિયમ નથી થતો માટે કોઈ નિયંતા છે, એ સ્પષ્ટ થાય છે.

પણ કેટલાક મિથ્યા પંડિતો કહેવાના કે એ તો બધું ' નેચરથી '–કુદરતથી–થાય છે. કુદરત જ બધું કરે છે, ઇશ્વર ફિશ્વરને માનવાની કાંઇ જરૂર નથી. પણ આ મિથ્યા સહાઇ મારનાર પંડિતને પૂછીએ કે કુદરત એ શું છે ? કુદરત શબ્દથી શું વાઘ સમજવો કે બકરી સમજવી કે ઘો સમજવી ? તો આ ભાઇથી કુદરતનું સ્વરૂપ સ્પષ્ટ થઇ શકવાનું નથી. ઘણું સ્પષ્ટ કરશે તો એ જ કહેવાના કે જે નિયમોના બળથી આ જગત્ ચાલે છે તેને કુદરત કહીએ છીએ. હવે આપણે જે બળથી જગત્ ચાલે છે તેને ઇશ્વર કહીએ છીએ, અને આ ભાઇ કુદરત કહે છે. આપણે સંસ્કૃત શબ્દ વાપર્યો અને આ ભાઇએ કુદરત કુદરત–કહીને ફારસી શબ્દ વાપર્યો અથવા Nature (નેચર) કહીને અંગ્રેજી શબ્દ વાપર્યો. ઘરમાં રોગી માણસ મરી જાય, તેના રોગનો ચેપ કાઢી નાંખવાને આપણે સુતક કાઢવાનું કહીએ તો આ અંગ્રેજી ભણેલાઓ કહેવાના કે સુતક કુતક બધું ' હમ્બગ ' છે; પણ જો તેમને કહીએ કે ઘરને disinfect ( ડીસિન્ફેક્ટ ) કરવાનું છે તો આ ભાઇ તરત કહેવાના કે " yes, all right ' ( યસ, ઓલ રાઇટ ) એ scientific ( સાયન્ટીફિક ) છે. હવે સુતક શબ્દનો અર્થ પણ disinfect એ જ છે. પણ તે

આ ભાઇને ગળે ઉતરતું નથી અને disinfection (ડિસીન્ફેકશન) ગળે ઉતરે છે. તેજ પ્રમાણે આ જગતના નિયામક ઈશ્વર છે, એમાં ઈશ્વર શબ્દ એમને ગળે ઉતરતો નથી, પણ જગત Nature ( નેચર ) થી ચાલે છે એમ કહીએ તો એ નેચર શબ્દ એમને રુચે છે. ઈશ્વર શબ્દઉપર કેવો હાસ્યજનક અભાવ !

આથી સ્પષ્ટ થયું હશે કે જગતની વ્યવસ્થા કોઈથી પણ થાય છે, એવું સર્વને સ્વીકારવું પડે છે. પછી તેને Nature ( નેચર ), સ્વભાવ, કુદરત ફાવે તેવાં નામ તેઓ આપે છે, જ્યારે ગમે તેવું ઢંગધડાવિનાનું નામ આ જગતના વ્યવસ્થાપકમાટે જો આપણને આપ્યા વિના ચાલતું નથી તો અનેક વિચારથી તથા અનુભવથી અપાયલું ઈશ્વર નામ આપણે શા માટે ન સ્વીકારવું ?

ઈશ્વર હોવાનાં બીજાં એક બે કારણો કહીને પછી આપણે આપણા મૂળ વિષયનો આરંભ કરીશું.

આ આખા જગતના સર્વ પ્રાણીપદાર્થોની સ્થિતિતરફ દૃષ્ટિ નાખીએ છીએ ત્યારે આપણને શું જણાય છે? એ જ કે તેઓ સર્વ પરતંત્ર છે. પોતાની ઇચ્છાપ્રમાણે કોઈ કશું કરી શકતા નથી, શરીરે રોગ થવાની કોઇ ઇચ્છા કરતું નથી તોપણ જાત જાતના રોગ થઇ આવે છે. પૈસાદાર થવાની ઇચ્છા કરીએ છીએ, ત્યારે ઉલટા હોય છે તે પૈસા પણ ગુમાવી નિર્ધન થઇ જઇએ છીએ. પરીક્ષામાં પાસ થવાની ઇચ્છા કરીએ છીએ ત્યારે નાપાસ થઇએ

છીએ, સો વર્ષ કે હજાર વર્ષ પર્યંત જીવવાની ઇચ્છા કરીએ છીએ તો પણ આપણી મરજી નથી હોતી એવે એચિંતે વખતે આપણે મરી જઇએ છીએ. હજારો પદાર્થ મેળવવાની ઇચ્છા કરીએ છીએ ત્યારે એકાદ જ મળે છે અને સેંકડો નથી મળતા. આ સર્વ શું બતાવે છે ? એ જ કે આપણે સ્વતંત્ર નથી. આપણે આપણું ધાર્યું કર્યું કરી શકતા નથી. આપણા ઉપર કોઇની સત્તા હોય એવું સ્પષ્ટ સમજાય છે. કોઈ બળવાન્ સત્તા આખા જગત્માં પ્રવર્તે છે કે જે સર્વને–જડને તથા ચેતનને–પોતાના નિયમપ્રમાણે ચલાવે છે. આપણા ઘરમાં જો આપણે જ મુખત્યાર હોઇએ છીએ તો આપણી નજરમાં આવે તે વસ્તુને ગમે ત્યાં મુકીએ છીએ, ખુરસીને આ ખૂણેથી આ ખૂણે મુકવી હોય, લુગડાંને આ પેટીમાંથી પેલી પેટીનાં મુકવાં હોય, સુવાનો ખાટલો મેડાપરથી નીચે મૂકવો હોય, વગેરે જે કરવું હોય તે કરીએ છીએ, કારણ આપણે આપણા ઘરમાં સ્વતંત્ર છીએ, આપણે આપણા ઘરના રાજા છીએ, પણ આ જગતરૂપી મોટા ઘરમાં આપણે વરસાદને ઈંગ્લંડમાં વરસતો હોય ત્યાંથી હિંદુસ્તાનમાં લાવવો હોય, શિયાળાનો ઉનાળો કરવો હોય કે ઉનાળાનું ચોમાસું કરવું હોય, આંબાઉપર નાળીએર લાવવાં હોય કે નાળીએરીઉપર કેળાં લાવવાં હોય તો તે કરી શકતા નથી, કારણ કે આપણે સ્વતંત્ર નથી, આ જગત્માં જેની સત્તા ચાલે છે, તે કોઇ બીજું જ છે. તેના નિયમોપ્રમાણે આ જગત્ ચાલતુ હોવાથી તે નિયમનું જો આપણને જ્ઞાન થાય તો આપણે પણ આ

જગતમાં તેમ કરી શકીએ. તે નિયમોનું આપણને જ્ઞાન નથી, ત્યાં સુધી આપણે પરતંત્ર છીએ, અને તે નિયમોને ચલાવનાર કોઇ સ્વતંત્ર અને આપણાથી જુદો છે; અને આ જગતના બીજા સઘળા મનુષ્યો તથા પ્રાણીઓ સર્વ આપણા જેવાં જ પરતંત્ર હોવાથી, તે સ્વતંત્ર આપણાથી વિલક્ષણ અને અત્યંત સમર્થ હોવો જોઇએ. આપણે થોડું જાણનારા છીએ તેથી પરતંત્ર છીએ. અને એ સ્વતંત્ર હોવાથી સર્વને જાણનારો સર્વજ્ઞ હોવો જોઇએ. આપણે પરતંત્ર હોવાથી દુઃખી છીએ તો તે સ્વતંત્ર હોવાથી અત્યંત સુખી હોવો જોઇએ. આપણે પરતંત્ર હોવાથી અજ્ઞાની છીએ, અને તે સ્વતંત્ર હોવાથી સંપૂર્ણ જ્ઞાનનો નિધિ હોવો જોઇએ. આપણે પરતંત્ર હોવાથી નાશવાન્ છીએ, અને તે સ્વતંત્ર હોવાથી અવિનાશી અને અખંડ હોવો જોઇએ. આપણે પરતંત્ર હોવાથી પરિચ્છિન્ન-મર્યાદાવાળા છીએ અર્થાત્ એક જગામાં છીએ ત્યારે તેજ વખતે બીજી જગામાં નથી, અહિં હોઇએ છીએ ત્યારે ત્યાં નથી, અને ત્યાં હોઇએ છીએ ત્યારે અહિં નથી, એવા પરિચ્છિન્ન છીએ, અને તે સ્વતંત્ર હોવાથી સર્વ જગાએ વ્યાપક હોવો જોઇએ. આપણે પરતંત્ર હોવાથી એક કાળમાં હોઇએ છીએ ત્યારે બીજા કાળમાં નથી હોતા, અને તે સ્વતંત્ર હોવાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન : એમ સર્વ કાળમાં હોવો જોઇએ, અને આમ હોવું જ જોઇએ. અંધકાર એવું નામ પ્રકાશ હોય છે તો જ પડે છે. મેલાપણું હોય ત્યારે જ સ્વચ્છતા એવું કહેવાય છે. ટંડક ગરમી હોય તો જ કહી

શકાય છે; તેથી આપણે પરતંત્ર છીએ માટે સ્વતંત્ર વસ્તુ હોવી જ જોઈએ. આપણે દુઃખી છીએ, આપણે અશક્ત છીએ તો સુખી તથા સર્વશક્ત કોઇ હોવું જ જોઇએ, અને તે સ્વતંત્ર વ્યક્તિ બીજી કોઇ નથી પણ જેને શાસ્ત્ર ઈશ્વર કહે છે તે જ છે. તે સર્વજ્ઞ વ્યક્તિ, તે સર્વશક્તિમાન્ વ્યક્ત, તે અવિનાશી પુરુષ, તે સર્વવ્યાપી તત્ત્વ તે અન્ય કોઇ જ નથી પણ હજારો ઋષિમુનિઓએ, હજારો ભક્તોએ અને હજારો સાધુ મહાત્માઓએ અનુભવ કરેલા પરમેશ્વર જ છે. આપણે પરતંત્ર છીએ, પણ રાજા તો કાંઇ પરતંત્ર નથી, આપણે દુઃખી છીએ, પણ રાજા તો સુખી છે, એમ કહી કોઇ કહે કે તે સ્વતંત્ર અને સુખી વ્યક્તિ રાજા કહેવાને બદલે પરમેશ્વરને કેમ ગણો છો ? તો જરા વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે રાજા આપણા કરતાં સ્વતંત્ર અને સુખી છે એ વાત સાચી છે, પણ તે રાજા જુવાન રહેવા ઇચ્છે છે, ને ઘરડો થાય છે, પુત્રનું મરણ ઇચ્છતો નથી ને પુત્ર મરી જાય છે, એમ સવ બાબતમાં વિચાર કરી જોતાં તે પરતત્ર અને દુઃખી છે. અને એ પ્રમાણે આ જગતના સર્વ નાનામોટા દુઃખી અને પરતંત્ર છે, માટે જ સ્વતંત્ર અને સુખના નિધિ પરમાત્મા સર્વથી ચઢતા છે એ સ્પષ્ટ થાય છે.

આ વગેરે અનેક કારણોથી આપણી પોતાની સ્થિતિ જોતાં, જગતનું સ્વરૂપ જોતાં, આપણા પૂર્વે થઇ ગએલા હજારો મહાબુદ્ધિમાન્ પુરુષોનાં વચનો જોતાં, આપણા

હૃદયનો સ્વભાવ જોતાં, અને યોગિઓ તથા ભકતજનોનો અનુભવ જોતાં, ઈશ્વર હોવાનું ડગલે ડગલે અને ક્ષણે ક્ષણે સામાન્ય બુદ્ધિમાન્‌ને પણ સ્પષ્ટ થાય એમ છે, તો પછી નિર્મળ સંસ્કારવાળી બુદ્ધિના પુરુષોને તે સ્પષ્ટ થાય એમાં આશ્ચર્ય શું છે? આ વિના પણ બીજાં અનેક કારણોવડે ઈશ્વર છે, એમ દુરાગ્રહવિનાના બુદ્ધિમાન્‌ પુરુષોને સિદ્ધ કરી શકાય એમ છે. પરન્તુ તે સર્વ કારણો કહેતાં આ લેખ ઘણો લાંબો થઈ જવાનો સંભવ હોવાથી, જે વિષય-વિષે આપણે વિચાર કરવાનો છે, તે વિષયવિષે વર્ણન કર-વાનો અવકાશ ન રહે માટે ઈશ્વરસિદ્ધિનાં આટલાં કાર-ણોથી સંતોષ માનીને, ઈશ્વરનું સ્મરણ કરવાની, ઈશ્વરની ભક્તિ કરવાની મનુષ્યને શી જરૂર છે, એ વિષે હવે આપણે વિચાર કરીએ છીએ.

આપણે આગળ કહી ગયા છીએ કે માણસમાત્ર પરતંત્ર છે, દુઃખી છે, ઓછા જ્ઞાનવાળો છે અને બહુ જ ઓછા આપણે શક્તિવાળો છે. આપણને પરતંત્રતા ગમતી નથી. કોઈના તાબામાં થોડી વાર રહેવું પડે છે તો અકળાઇ જ-ઈએ છીએ, નોકરીમાં સખ્ત ઉપરીના હાથતળે રહેવું પડે છે તો આપણે બહુ બડબડાટ કરીએ છીએ, કારણ કે આપણને પરતંત્રતા પ્રિય નથી. આખો દિવસ કચેરીમાં બેશી રહેવું એ પરતંત્રતા હોવાથી જ્યારે રજા પડે છે, ત્યારે આપણે બહુ જ રાજી થઇએ છીએ; કારણ કે સ્વતં-ત્રતા આપણને પ્રિય છે. પક્ષિને પાંજરામાં પૂર્યું હોય છે

તે પણ જો બારણું ઉઘાડું રહી ગયું હોય તો ઝટ ઉડી જાય છે, કારણ કે સ્વતંત્રતા સર્વને વહાલી હોય છે. પશુ પણ જો ખીલેથી છૂટી જાય છે તો ચારે પગ ઉછાળતું આનન્દમાં આવી ગમે ત્યાં નાશી જાય છે, કારણ કે સ્વતંત્રતા સર્વને ઘણી ગમે છે. પરતંત્રતા એ અનેક દુઃખનુ કારણ છે, તથા સ્વતંત્રતા એ અનેક સુખનો હેતુ છે, અને તેથી જ કરીને પ્રાણિમાત્ર સ્વતંત્ર થવાને ઇચ્છે છે.

જેમ આપણને સ્વતંત્રતા વહાલી છે તેમ આપણને સુખ પણ બહુ ગમે છે. આપણે જન્મીએ છીએ ત્યારથી તે મરણપર્યંત સુખ મેળવવા માટે ઉદ્યોગ કર્યા કરીએ છીએ; અને આપણો સુખ મેળવવાનો પ્રયત્ન રાત્રદિવસ ચાલ્યા કરે છે, તેથી જણાય છે કે આપણને પૂરેપૂરૂં સુખ મળ્યું નથી. આપણે દુઃખી છીએ તેથી સુખી થવા ઉદ્યોગ કરીએ છીએ. અને રંક હોય કે રાજા હોય, નાનો હોય કે મોટો હોય, સર્વ જ સુખ મેળવવા ઉદ્યોગ કરતા નજરે પડે છે, તેથી સમજાય છે કે રાજા કે રંક, નાના કે મોટા, સર્વ જ થોડા ઘણા દુઃખી છે. કોઇને પૂર્ણ સુખ મળેલુ જણાતું નથી.

તે જ પ્રમાણે આપણને સર્વને સંપૂર્ણ જ્ઞાન નથી. નાના હોઇએ છીએ ત્યારથી અનેક પ્રકારના જ્ઞાન મેળવવા પ્રયત્ન કરીએ છીએ, એક વિદ્યા ભણી રહીએ છીએ કે બીજી ભણીએ છીએ. તે ભણ્યા પછી પાછી ત્રીજી ભણવાની બાકી જ હોય છે. આ પ્રમાણે અનેક વિદ્યા ભણેલા માણસો જોઇએ છીએ તેમને પણ જેનો છેડો નહિ એટલું

જ્ઞાન મેળવવાનું બાકી જ હોય છે. આપણે જેમને અપાર વિદ્વાન્ માનીએ છીએ, તે વિદ્વાનોને પૂછતાં તેઓ પણ એમ જણાવે છે કે હજી અમે કાંઇ જ જાણ્યું નથી, જ્ઞાનનો કાંઇ છેડો નથી, અપાર જાણવાનું બાકી રહ્યું છે. આથી એ જ સિદ્ધ થાય છે કે માણસને પૂર્ણ જ્ઞાન હોતું નથી, અને પૂર્ણ જ્ઞાન હોતું નથી, ત્યાં સુધી તેને જ્ઞાનની તૃપ્તિ થતી નથી; નવું નવું જાણવાની તેને ઇચ્છા રહે છે.

આ રીતે જોતાં માણસમાત્ર પરતંત્ર, દુઃખી, અને અપૂર્ણ જ્ઞાની છે; અને તેથી તે સંપૂર્ણ રીતે સ્વતંત્ર સંપૂર્ણ રીતે સુખી અને સંપૂર્ણ રીતે જ્ઞાની થવા ઇચ્છે છે. આવો સંપૂર્ણ સ્વતંત્રતાની, સંપૂર્ણ સુખની અને સંપૂર્ણ જ્ઞાનની અવસ્થા મેળવ્યા વિના તે ગમે તે કરે તોપણ તેને શાંત થવાની કદી આશા સંભવતી નથી.

આપણે આગળ વિચાર કરી ગયા છીએ કે આ જગત્માં સર્વ પ્રાણીપદાર્થ પરતંત્ર હોવાથી સ્વતંત્ર એવું કોઇ હોવું જ જોઇએ. તેજ પ્રમાણે સર્વ દુઃખી હોવાથી સંપૂર્ણ સુખી એવું કોઇ હોવું જ જોઇએ, અને તેવી જ રીતે સર્વ અપૂર્ણ જ્ઞાની હોવાથી સંપૂર્ણ જ્ઞાનવાન્ એવું કોઇ હોવું જ જોઇએ: અને આવું સંપૂર્ણ સ્વતંત્ર, સંપૂર્ણ સુખી અને સંપૂર્ણ જ્ઞાનવાન્ કોઇ હોવું જોઇએ, એ વાત કેવળ પ્રમાણવાળી છે. કારણ કે આપણે પરતંત્રતા, દુઃખ અને અજ્ઞાનની ઓછાવધતી સ્થિતિઓ જગત્માં જોઇએ છીએ, અને કેવળ સ્વતંત્રતા, કેવળ સુખ, અને કેવળ જ્ઞાનની ઇચ્છા મનુષ્યમાત્રના સ્વભાવમાં જ મૂળથી જ રહેલી છે,

તેથી તે સ્થિતિ સર્વ પ્રકારે સત્ય હોય તો જ તે ઇચ્છા સંભવે. આવી કેવળ સ્વતંત્રતા, કેવળ સુખ અને કેવળ જ્ઞાનની અવસ્થા જ્યાં છે તેને આપણાં શાસ્ત્રો ઈશ્વર કહે છે.

ત્યારે આ પ્રમાણે બે પ્રકારની અવસ્થાવાળી વસ્તુઓ આપણે નિશ્ચય કરીઃ એક પરતંત્રતા, અજ્ઞાન, અને દુઃખ જેમાં રહ્યું છે એવા આપણે જીવો; અને બીજી સ્વતંત્રતા, જ્ઞાન, અને સુખ જેમાં રહ્યું છે એવા ઈશ્વર.

આટલો વિચાર કરવાથી હવે ઈશ્વરને આપણે શા માટે ભજવા જોઇએ તે સ્પષ્ટ થશે. ઈશ્વર સ્વતંત્ર છે, સર્વજ્ઞ છે અને સુખી છે. અને આપણે પરતંત્ર, અલ્પજ્ઞ અને દુઃખી છીએ, અને આપણે પણ ઈશ્વરની પેઠે સ્વતંત્ર, સર્વજ્ઞ, અને સુખી થવા ઇચ્છીએ છીએ.

તમને શિયાળામાં ટાઢ વાય છે ત્યારે તમે શું કરો છો? તમે ગરમીની ઇચ્છા કરો છો. જ્યાં ગરમી હોય છે તેવી જગાએ જાઓ છો, અથવા તમારા શરીરમાં ગરમી વધે એવા ઉપાય કરો છો. શઘડી કે તાપણી સળગતી હોય તેની પાસે જઇને બેસો છો. ટુંકામાં તમે અગ્નિને સેવો છો, અગ્નિની તમે ભક્તિ કરો છો. કારણ કે તમને ટાઢ ગમતી નથી, અને અગ્નિમાં ટાઢ નથી.

આપણે નિર્ધન હોઇએ, અને પૈસા જોઇતા હોય છે તો ત્યાં આપણે શું કરીએ છીએ? આપણે કોઇ પૈસાવાળા શ્રીમાન્‌પાસે જઇએ છીએ, તેની સેવા કરીએ છીએ, અને તેની અનેક પ્રકારે ભક્તિ કરીએ છીએ. તે પ્રસન્ન થાય

એવા ઉપાયો કરીએ છીએ, તેની મરજી ઉઠાવીએ છીએ. કારણ કે જ્યાં પૈસા હોય તે જગાએ ગયા વિના, અને જેની પાસે પૈસા હોય, તેની સર્વ પ્રકારે અનુકૂલ મરજી સંપાદન કર્યા વિના પૈસા મળતા નથી.

જેને જે વસ્તુની ઇચ્છા થાય છે તે માણસ તે વસ્તુ મેળવવાને જ્યાં તે વસ્તુ હોય છે ત્યાં જાય છે. ઇચ્છાવાળી વસ્તુને તે જ્યાં હોય ત્યાં જઇને મેળવવાનો પ્રયત્ન કરવો, એનું નામ તે વસ્તુને મેળવવાની ભક્તિ છે. વિદ્યાની ઇચ્છાવાળા વિદ્યાને મેળવવા જે પ્રયત્ન કરે છે, તે પ્રયત્ન વિદ્યાની ભક્તિ કહેવાય છે. પૈસો મેળવવાની ઇચ્છાવાળા પૈસો મેળવવાને જે પ્રયત્ન કરે છે તે પૈસાની ભક્તિ કરી કહેવાય છે. અને ઇચ્છાવાળી વસ્તુ મેળવવાનો પ્રયત્ન અથવા ભક્તિ જ્યારે યોગ્ય પ્રકારની થાય છે ત્યારે તે વસ્તુ મળે છે. ટાઢ ઉડાડવાની ઇચ્છાવાળો માણસ લાકડાં કે કોયલા જોઇએ એટલા લઇને બેસે અને તેને સળગાવે તો જ ટાઢ ઉડે છે. એકાદ સળેકડું કે એકાદ નાનો-સરખો કોયલો સળગાવીને ટાઢ ઉડાડવાની આશા રાખે તો તે આશા સફળ થતી નથી. યોગ્ય સાહિત્યોવડે યોગ્ય પ્રયત્ન અર્થાત્ યોગ્ય ભક્તિ થાય છે તો જ ઇચ્છેલી વસ્તુ મળે છે.

હવે આપણે સ્વતંત્રતાને ઇચ્છીએ છીએ તો આપણે સ્વતંત્રતા મેળવવાને શો ઉપાય છે? ધનની ઇચ્છાવાળાઓ ધનવાનની ભક્તિ કરે છે, તેમ સ્વતંત્રતાની ઇચ્છાવાળા આપણે જે સ્વતંત્ર હોય તેની ભક્તિ કરવી જ જોઇએ.

ટાઢ ઉડાડવાને માટે કોઇ દીવાને સેવે તો દીવો દીવાજેટલી જ ટાઢ ઉડાડે છે. કાંઇ સંપૂર્ણ ટાઢ ઉડાડતો નથી. સંપૂર્ણ ટાઢ ઉડાડવાને માટે તો મોટો ભડકો જ જોઇએ છે. તેમ સ્વતંત્રતા મેળવવા આપણે જગત્‌ના બીજા પ્રાણીપદાર્થને સેવીએ, તેમની ભક્તિ કરીએ, તો તેઓ તેમની શક્તિપ્રમાણેની સ્વતંત્રતા આપણને આપી શકે. તેઓ જાતે જ પરતંત્ર છે—પૂર્ણ સ્વતંત્ર નથી, એટલે પૂર્ણ સ્વતંત્રતા આપણને આપી શકે જ નહિ, પૂર્ણ સ્વતંત્રતા મેળવવા માટે પૂર્ણ સ્વતંત્ર જે હોય, તેની જ સેવા—તેની જ ભક્તિ—કરવી જોઇએ. અને તેવા સ્વતંત્ર એક પરમેશ્વર જ છે, એવું આપણે આગળ સિદ્ધ કરી ગયા છીએ; તેથી આપણે કે જે સ્વતંત્ર થવા ઇચ્છીએ છીએ તેમણે પૂર્ણ સ્વતંત્ર એવા જે પરમાત્મા તેમની ભક્તિ કરવી જોઇએ.

તે જ પ્રમાણે આપણે દુઃખ ટાળવાને ઇચ્છીએ છીએ; અને તેથી તે ટાળવા માટે જે સ્થળે સુખ હોય તે સ્થળે જવું, એ જ તે દુઃખ ટાળવાનો ઉપાય છે. પણ કોઇ કહેશે કે આપણને તો સારૂં સારૂં ખાવાથી, સારાં સારાં વસ્ત્ર પહેરવાથી, મોટી હવેલીઓમાં રહેવાથી, અને એવી જ અનેક પ્રકારની મોજમઝા મારવાથી સુખ થાય છે તો તે કેમ ન કરવું, અને દુઃખ ટાળવા પરમેશ્વરની જ ભક્તિ કરવી? હા, સારૂં સારૂં ખાવાથી, સારાં સારાં વસ્ત્રો પેહેરવાથી, ગાડીઘોડા દોડાવવાથી, વગેરે વિષયનાં સુખોથી આપણને સુખ થાય છે, એ સાચું છે, પણ તે સુખ કેવું છે? થોડીવાર ટકે એવું છે આપણને ખાવાથી

પેટ ભરાય છે ત્યાં સુધી જ સુખ લાગે છે, પછી એ જ સારૂં ખાવાનું આપણને કોઇ સહજ વધારે દાબીને ખાવાની ફરજ પાડે તો આપણને તે ઝેરજેવું અળખામણું લાગે છે. ગળાસુધી દુધપાક ખાધા પછી કોઇ એક પડીઓ આપણને વધારે ખવડાવે તો શું આપણને સુખ થાય છે ? જો દુધપાકમાં જ સુખ હોય તો જ્યાં સુધી આપણે ખાઇએ ત્યાં સુધી સુખ થવું જ જોઇએ. પણ તેમ તો થતું નથી, તેથી દુધપાકમાં સચું સુખ નથી, પણ આપણી દુધપાકને માટે વલખાં મારતી વૃત્તિ દુધપાક મળવાથી જરા સ્થિર થાય છે. તેથી તે સ્થિરતાનું આપણને સહજ સુખ જણાય છે. આ પ્રમાણે સઘળા વિષયોનું સમજવું. તેઓ આપણને એક ક્ષણે સુખ આપે છે, અને બીજી ક્ષણે તેના તે જ વિષયો આપણને દુઃખ આપે છે. મંદવાડમાં કે એવા જ બીજા દુઃખના પ્રસગમાં સ્ત્રી, પુત્ર. ખાનપાન, કશું જ ગમતું નથી. પરીક્ષામાં નાપાસ થયા હોઇએ છીએ ત્યારે આ જ ખાનપાનના વિષયો આપણને કડવા ઝેરજેવા લાગે છે. જો ખાનપાનના વિષયો સુખ આપનાર હોય તો સઘળી વખતે તે આપણને સુખ આપવા જ જોઇએ. દેવતાને ગમે ત્યારે અડો, મંદવાડમાં અડો કે સાજા હો ત્યારે અડો, દુઃખમાં અડો કે સુખમાં અડો, ઉંઘમાં અડો કે જાગતાં અડો, પણ દઝાય છે જ, કારણ કે તેમાં ઉષ્ણતા સર્વ કાળ રહેલી છે. તે જ પ્રમાણે વિષયોમાં જો સુખ રહ્યું હોય તો જ્યારે જ્યારે તેમનો આપણે ઉપભોગ કરીએ ત્યારે

ત્યારે તેમનાથી સુખ થવું જ જોઇએ. પણ તેમ થતું નથી. તેથી વિષયો એ સુખકર નથી, વિષયોથી ખરૂં જોતાં સુખ થતું જ નથી. આમ હોવાથી આપણે કે જેમની ઇચ્છા દુઃખને ટાળવાની અને સુખને મેળવવાની છે, તેમણે તે તે ઇચ્છા પૂર્ણ કરવાને માટે અખંડ સુખને આપનાર, જેમ કોઈ દહાડો પણ દુઃખ ન જણાય, જેનો જ્યારે જ્યારે મંદવાડમાં કે આરોગ્યમાં, દુઃખમાં કે વિપત્તિમાં, જે સમયે સંબન્ધ કરીએ ત્યારે સુખ જ થાય, તેવી વસ્તુનો સબન્ધ કરવો જોઇએ, તેવી વસ્તુની સેવા કરવી જોઇએ, તેવી વસ્તુની ભક્તિ કરવી જોઇએ. આવી વસ્તુની ભક્તિ કરીએ તો જ આપણને અખંડ સુખ મળે. અને આવી અખંડ પૂર્ણ સુખસ્વરૂપ વસ્તુ તો આપણે પ્રથમ નક્કી કરી ગયા છીએ કે એક ઇશ્વર છે. તેથી આપણે અખંડ સુખમાં ઇશ્વરને ભજવા એ સિદ્ધ થાય છે.

તે જ પ્રમાણે આપણે સંપૂર્ણ જ્ઞાનને ઇચ્છીએ છીએ તો તેવું જ્ઞાન મેળવવા માટે પણ આપણે સંપૂર્ણ જ્ઞાનવાનની જ ભકિત કરવી જોઇએ. એક વિષયના જ્ઞાનવાળા શિક્ષકને આપણે સેવીએ તો આપણને એક વિષયનું જ્ઞાન થાય છે. બે વિષયના જ્ઞાનવાળાને સેવીએ તો બે વિષયનું થાય છે, અને ઘણા વિષયના જ્ઞાનવાળાને સેવીએ તો ઘણુ વિષયનું થાય છે. સર્વ વિષયનુ જ્ઞાન એક પરમેશ્વરને જ છે. અને તેથી કરીને સર્વ વિષયના જ્ઞાનની ઇચ્છાવાળા આપણે પરમેશ્વરને સેવીએ તો જ આપણને સર્વ વિષયનુ

જ્ઞાન થાય. એ વિના સર્વ વિષયનું જ્ઞાન થવાનો બીજો કોઇ ઉપાય સભવતો જ નથી.

કોઇ કહેશે કે ઘણાં પુસ્તકો વાંચીએ તો ઘણું જ્ઞાન થવાનો સંભવ છે. ખરૂં છે કે ઘણાં પુસ્તકો વાંચવાથી ઘણું જ્ઞાન થાય, પણ આમ કરતાં છતાં પણ પુષ્કળ જ્ઞાન બાકી રહેવાનું જ. કોઇનું લાખ વર્ષનું આયુષ્ય હોય, અને વિદ્યાના ગ્રન્થો ભણ ભણ કરે તો પણ અપાર જ્ઞાનસિન્ધુનો એક બિન્દુ પણ તેણે પ્રાપ્ત કર્યો કહી શકાતો નથી. તેથી ગ્રન્થો જ કેવળ ભણવાથી સંપૂર્ણ જ્ઞાન થાય એ સંભવતું નથી; અને કદાચ સંભવે તો તેટલું આયુષ્ય પણ નથી. તેથી સંપૂર્ણ જ્ઞાન જેમાં રહ્યું છે, એવા પરમાત્માની ભક્તિ કરવી, તેમનો સંબન્ધ કરવો, એ જ સંપૂર્ણ જ્ઞાન મેળવવાનો મુખ્ય ઉપાય છે, એ સિદ્ધ થાય છે.

ત્યારે આટલા વિચારથી એ સિદ્ધ થયું કે સ્વતંત્રતા, સુખ અને સંપૂર્ણ જ્ઞાન, જે મેળવવાને મનુષ્યમાત્ર પ્રયત્ન કરે છે તે મેળવવાનો સાચો ઉપાય તો ઈશ્વરનો સંબન્ધ કરવો, ઈશ્વરની સેવા કરવી, ઈશ્વરની ભકિત કરવી એ જ છે. એ વિના બીજા ઉપાયો જે છે તે સંપૂર્ણ સ્વતંત્રતા, સુખ કે જ્ઞાન આપી શકતા નથી.

કેટલાક એવી માણસો કહેશે કે હવે ઈશ્વરની ભક્તિ કરીને એટલી બધી ભારે ખટપટ કરીને પૂર્ણ સ્વતંત્રતા કે પૂર્ણ જ્ઞાન કે પૂર્ણ સુખને શું કરવું છે ? જે થોડું ઘણું રમતાં રમતાં મળ્યું તે ખરૂં. લાખ મેળવીને લખેશરી થવું નથી. આપણે આપણો મડ બાજરીનો રોટલો સારો.

આવું બોલનાર મનુષ્યોની બુદ્ધિ અત્યંત મન્દ છે. બાગની કે જંગલની કે પહાડની ચોખ્ખી હવાથી શરીરનું આરોગ્ય વધે છે કોઇ દિવસ રોગ થતો નથી, મગજ પ્રસન્ન રહે છે, આયુષ્યની વૃદ્ધિ થાય છે: આ વગેરે લાભો ચોખ્ખી હવાના મળતા હોય તે ન લેવા અને કહેવું કે ચોખ્ખી ને બગડેલી હવાનું શું કામ છે, જ્યાં ત્યાં શ્વાસ લેવા સાથે કામ છે, એમ કહીને દુર્ગંધવાળી હવામાં કોઇ પડ્યો રહે તો તે માણસને શું તમે ડાહ્યામાં ગણશો? જ્યારે શ્વાસ લીધા વિના આપણે ચાલતું નથી, જ્યારે તે લેવાથી આપણું જીવન ટકે છે તો પછી અત્યન્ત શુદ્ધ હવાનો શ્વાસ લેવો, એ શું બુદ્ધિમાન્‌નું કામ નથી? તેમ જ્યારે સુખને જ આપણે ઇચ્છીએ છીએ, સ્વતંત્રતા જ મેળવવાનો આપણો સઘળો પ્રયત્ન છે, જ્ઞાન મેળવવા માટે જ આપણે રાત્રિ દિવસ મથી મરીએ છીએ, તો પછી તે પૂર્ણ પ્રકારનું મળે, એમ આપણે શા માટે ન કરવું જોઇએ? અને અપૂર્ણ જ્ઞાનથી અપૂર્ણ સુખથી અને અપૂર્ણ સ્વતંત્રતાથી શા માટે સંતોષ માનવો જોઇએ?

પણ ઘણા કહે છે કે ઇશ્વરની ભક્તિ કરવાથી સ્વતંત્ર સુખી અને સર્વજ્ઞ થવાય છે, એની ખાતરી શી? ઘણાને ભક્તિ કરતા આપણે જોઇએ છીએ, પણ તેઓ ઉલટા દુઃખમાં રાતદહાડો સડ્યા કરે છે. ભક્તિ કરવાથી સુખ થતું હોય તો બીજું બધું છોડીને આખું જગત્ તે કરે; પણ સુખ થતું નથી, એટલે શાનું કરે?

આવાં વચનો પણ ભકિતના સ્વરૂપથી અજ્ઞાન મનુષ્યો જ બોલે છે. કદી સૂર્ય પૂર્વમાં ઉગવાને બદલે પશ્ચિમમાં ઉગે અને પાણી નીચી જગામાં વહેવાને બદલે ઉચી જગાએ વહે, એવી અસંભવિતસરખી વાતો કદાચ બને, પણ ભકિત કરનાર મનુષ્ય સ્વતંત્ર, સુખી અને સર્વજ્ઞ ન થાય એ કોઈ કાળે પણ બને તેમ નથી. તમે દેવતામાં આંગળી ઘાલીને દાઝયાવિના રહ્યા છો ? પાણીમાં પડીને પલળ્યા વિના રહ્યા છો ?ઈશ્વરની ભકિત કરનાર પણ ઈશ્વરના સરખો જ સ્વતંત્ર, સુખી અને સર્વજ્ઞ થયા વિના કદી રહ્યો જ નથી.

જે વસ્તુ જેની સાથે યથાર્થ સંબન્ધમાં આવે છે, તે વસ્તુ તેના જેવી થયાવિના કદિ જ રહેતી નથી. અગ્નિના સંબન્ધમાં આવેલું લોઢું અગ્નિના જેવું લાલચોળ થઇ જાય છે. લોહચુબકને અડીને રહેલી સાધારણ લોઢાની સોયમાં પણ ઘણે દહાડે બીજી લોખંડની વસ્તુઓને ખેંચવાનો ગુણ આવે છે, વિદ્વાનનો પ્રીતિથી સંગ સેવનાર વિદ્વાન્ થાય છે, અને મૂર્ખના સંગમાં રહેનાર મૂર્ખ થાય છે. સર્વ જગાએ સંગનું માહાત્મ્ય દૃષ્ટિએ આવે છે, તો ઈશ્વરના સંગમાં પ્રીતિપૂર્વક રહેનારમાં ઈશ્વરના ગુણો આવે જ, એમાં શું આશ્ચર્ય છે ?

શ્રીકૃષ્ણની ભકિતથી સુદામાની દરિદ્રતા નાશ પામી. શું તે શ્રીકૃષ્ણના જેવા અપાર વૈભવવાળા નહોતા થયા ? ધ્રુવે ભકિતથી લાંબો કાળ ચક્રવર્તીપણું નહોતું મેળવ્યું ? પૂર્વે હજારો બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો, પરમેશ્વરના સંબન્ધથી સર્વજ્ઞ, સર્વશકિતમાન્ તથા અપાર ઐશ્વર્ય-

વાળા થયા છે. આ કાળે પણ નરસિંહમહેતા, મીરાંબાઇ, તુકારામ, રામદાસ વગેરે ભક્તોને પરમેશ્વરની ભક્તિથી આશ્ચર્યકારક સામર્થ્ય મળેલું લોકોમાં પ્રસિદ્ધ છે. તો પછી ભક્તો દુઃખી થાય છે, એમ બોલવું એ વગરવિચારનો પરિણામ છે.

સાચી ભક્તિ, નામની ભક્તિ ને કાચી ભક્તિ: એવી ત્રણ પ્રકારની ભક્તિ હોય છે ઉપરથી ભક્તનો ડોળ રાખે પણ મનમાં કશું જ નહિ, એવા નામધારી ભક્તોને દુઃખ આવે, તેથી ભક્તિ કરનાર સર્વને દુઃખ આવે છે, એમ કેમ કહેવાય? તેમ ભક્તિ પૂરેપૂરી જામી ન હોય એવી અવસ્થામાં પણ દુઃખ આવવાથી ભક્તિથી દુઃખ આવે છે, એમ શી રીતે કહેવાય? એમ તો કોઇ વિદ્યાભ્યાસ કરતો હોય તે વખતમાં એક પાઇ પણ કમાતો ન હોય, પણ ઉલટું દર વર્ષે બસેં ચારસેંનું ખર્ચ થતું હોય, તે જોઈને કોઈ કહે કે વિદ્યા ભણવાથી ધન મળતું નથી, પણ ઉલટું નિર્ધન થવાય છે, તો તેની વાત શું બુદ્ધિમાનોએ માન્ય રાખવી? ખેડુત ખેતી કરતો હોય તે વખતમાં ખેતરમાંથી અન્નનો એક દાણોસરખો પણ તેને ખાવા ન મળે, માટે ખેતીથી અન્ન પાકતું જ નથી એમ નિશ્ચય કરી બેસવું એ શું યોગ્ય છે? કાચી ભક્તિમાં દુઃખ આવે માટે સાચી ભક્તિમાં પણ તેમ જ થાય છે, એવું માનવું એ કેટલી ઓછી બુદ્ધિ સૂચવે છે?

માણસોએ પરમેશ્વરનું જે પ્રકારે ચિન્તન કરવું જોઇએ તેવું સાચું ચિન્તન તેઓ કરતા નથી, અને પછી

દુઃખ ન ટળતાં ભક્તિને વગોવે છે. કોઇ વિદ્વાને કહ્યું છે કે

" પ્રભુતાકોં સબ કો ચહે, પ્રભુકોં ચહે ન કોય,
" જો પ્રભુકોં પ્રીતે ચહે, તો આજ હિ પ્રભુતા હોય."

અર્થાત્ પરમેશ્વરની કોઇ ભક્તિ કરતું નથી, પણ ભક્તિથી મળનાર જે પરમેશ્વરનું ઐશ્વર્ય તેની સર્વ ભક્તિ કરે છે. જો ઐશ્વર્યને ન ઇચ્છતાં પરમેશ્વરની જ સાચા મનથી ભક્તિ કરે તો આ ક્ષણે જ ઐશ્વર્ય વગેરે જે જોઇએ તે મનુષ્યોને મળે એમ છે. અને આ કહેવું કેવળ સાચું છે. મનુષ્યોનો મોટા ભાગ માળા લેઇને પરમેશ્વરના નામનો જપ કરે છે. પણ તેમનું ચિત્ત પરમેશ્વરનું સ્મરણ કરતું નથી, પણ સંસારનાં સુખોનું જ ચિન્તન કરે છે.

સંસારના પદાર્થોનાં ચિન્તન છોડી દેઇને સાચા મનથી પરમેશ્વરમાં ચિત્ત જોડીને પરમેશ્વરની ભક્તિ કરો, અને તમને ફળ ન જણાય તો પછી આખા જગત્માં સુખેથી ઢંઢેરો ફેરવો કે પરમેશ્વર એ મોટામાં મોટી ગપ છે, અને તેમની ભક્તિથી કશું જ ફળ થતું નથી. પણ તેવું કશું જ કર્યા વિના—નિશાળમાં જઇને પાટીઉપર એકડો ઘુંટયા વિના—પરમેશ્વરની ભક્તિ નકામો વખત ગાળનારી છે, એમ બોલવાનો તમને કશો જ હક્ક નથી. સુખ મેળવવાના, જ્ઞાન મેળવવાના, ઐશ્વર્ય મેળવવાના બીજા સઘળા ઉપાયો આળપંપાળ છે. તે ક્વચિત્ સફળ થાય છે, ઘણે પ્રસંગે નિષ્ફળ જાય છે, સફળ થાય છે તો પણ બહુ થોડા જ અંશમાં થાય છે, અને તેથી વૃત્તિનો અસંતોષ અને ક્લેશ મટતો નથી. પણ આ સર્વ પૂર્ણ

અંશે મેળવવાનો, અને વૃત્તિને પરિપૂર્ણ તૃપ્ત કરવાનો પરમેશ્વરની ખરા મનથી ભક્તિ એ એક એવો ઉપાય છે કે જે કદી નિષ્ફળ થએલો પૂર્વે કદી સાંભળ્યો નથી, આજે સાંભળતા નથી અને ભવિષ્યમાં કદી સાંભળીયું નહિ. આ ઉપાયમાં જે મનુષ્યની શ્રદ્ધા બેઠી છે. અને તેથી તે ઉપાય સાધવામાં જે જોડાયો છે તે સર્વ બુદ્ધિમાનથી શ્રેષ્ઠ બુદ્ધિમાન છે; તે જ આ જગતમાં ધન્ય છે.

કેટલાક ઓછા વિચારવાળા મનુષ્યો એવું માને છે, તથા જેને તેને બોધ આપે છે કે માણસની બાલ્યાવસ્થા વિદ્યાભ્યાસમાટે છે, યુવાવસ્થા ધન વગેરે સંસારનાં સુખો મેળવવા અને ભોગવવામાટે છે, અને છેલ્લી વૃદ્ધાવસ્થા જ પરમેશ્વરની ભક્તિ કરવા માટે છે. પણ આ તેમનું માનવું અને કહેવું સાચું નથી, એ સહજ વિચાર કરતાં પણ સ્પષ્ટ થાય તેમ છે. ભક્તિની તો મનુષ્યોને સર્વ અવસ્થામાં જરૂર છે. એવી એક પણ અવસ્થા નથી કે જેમાં મનુષ્યોને ભક્તિની જરૂર ન હોય. જો મનુષ્યોને સુખની સર્વ અવસ્થામાં જરૂર છે, તો ભક્તિની પણ તેમને સર્વ અવસ્થામાં જરૂર જ છે. શું નાનપણ અને જુવાની મનુષ્યોને દુઃખ ભોગવવામાટે છે, અને એકલી વૃદ્ધાવસ્થા જ સુખ ભોગવવામાટે છે? નાનપણમાં અને જુવાનીમાં મનુષ્યને સુખ ગમે છે માટે જ તેણે નાનપણમાં અને જુવાનીમાં પણ ભક્તિ કરવાની જરૂર છે. જ્યાં બે ત્રણ મહિના જ ખરી ટાઢ પડતી હોય એવા દેશોમાં લોકો ભલે તેટલા દિવસ

ઉનનાં લૂગડાં પહેરે, પણ જ્યાં બારે માસ કડકડતી ટાઢ પડતી હોય એવા ઉત્તર ધ્રુવના દેશોમાં પણ શું મનુષ્યે શિયાળામાં જ ગરમ લુગડાં પહેરવાં જોઇએ? સામાન્ય બુદ્ધિના માણસને પણ સ્પષ્ટ સમજાય એમ છે કે બારે માસ ટાઢ પડે તેવા દેશોમાં બારે માસ ગરમ લુગડાં પહેરવાં જોઇએ; તો પછી નાનપણમાં અને જુવાનીમાં આવતાં દુઃખો અટકાવવામાટે અને અખંડ સાચું સુખ અનુભવવાને માટે તેણે નાનપણમાં અને જુવાનીમાં શા માટે ભક્તિ ન કરવી જોઇએ? શું વિદ્યાભ્યાસમાં અને સંસારનાં સુખો મેળવવામાં રચ્યાપચ્યા રહેવાથી સાચું અખંડ સુખ મળે છે, અને શરીરનાં, મનનાં તથા બીજાં દૈવી દુઃખો આવતાં રહી અટકે છે? જ્યારે અખંડ સુખ મળતું નથી અને વિવિધ દુઃખો આવતાં અટકતાં નથી, તો પછી અખંડ સુખને આપનાર અને વિવિધ દુઃખોને અટકાવનાર ભક્તિને શા માટે મનુષ્યે નાનપણમાં અને જુવાનીમાં ન સાધવી?

ખરી રીતે જોતાં તો ઘડપણમાં ભક્તિ સધાતી જ નથી. નાનપણમાં અને જુવાનીમાં જેમણે એક ક્ષણ પણ પરમેશ્વરને સંભાર્યા નથી, એવા ઘરડા માણસોને તમે જોશો તો તમને તરત સ્પષ્ટ થશે કે તેઓની વલવલતી વૃત્તિ, એક ક્ષણ પણ ઇશ્વરસ્મરણમાં જોડાતી નથી પાકી કોઠીએ કાના શી રીતે ચઢે? ઘરડાં ગલકાં જેમ શાક કરવાના કે કશા જ ઉપયોગનાં રહેતાં નથી, તેમ વૃદ્ધાવસ્થા કોઈ ઉપયોગી કાર્ય કરવા લાયક રહેતી નથી. આથી જેઓ

ઘરડા થઈ પરમેશ્વરને ભજવા ધારે છે, તેઓ ભારેમાં ભારે ભૂલ કરે છે.

તમારે બાળકો હોય તો નાનપણથી જ તેમને પરમેશ્વરનું સ્મરણ કરવાનો અભ્યાસ પાડો. તમે પોતે જ વહેલા પાંચ વાગતાં ઉઠી સ્નાન વગેરે કરી એકાન્ત પવિત્ર સ્થળમાં ઈશ્વરભક્તિ કરવા નિત્ય આગ્રહથી બેસો. અને તમારાં બાળકોને તમારે ભક્તિ કરવાનો ઉપદેશ આપવો નહિ પડે. બાળકો માબાપની નિરંતર નકલ કરનારાં હોય છે, માટે તમારા દૃષ્ટાંતથી તમે તેમને પરમેશ્વરની ભક્તિ કરનારાં કરો. વહાણું વાય કે અવિચારી મૂર્ખ માબાપની પેઠે તેમને બળાત્કારે હાથમાં ચોપડી આપી, મા, બા, ભ, પા, કરવા ન બેસાડો; પણ તમારી જોડે પરમેશ્વરનું સ્મરણ કરવા બેસાડો. તમારા ઘરમાં દેવસેવા હોય તો તમે પણ દેવની પૂજા કરો, અને તમારાં પ્રિય બાળકપાસે પણ એ રીતે દેવની પૂજા કરાવો. તમે માળા ફેરવો, અને તેને પણ માળા ફેરવવા બેસાડો, તમે પણ કીર્તન ગાઓ અને તેને પણ કીર્તન ગાવા બેસાડો. નાનપણથી જ તેનામાં ભક્તિના—સાચી ભક્તિના—સંસ્કાર નાંખો, અને આમ કરવાથી લાખ રૂપૈયાનો વારસો આપીને તમે તનું જેટલું કલ્યાણ કરશો, તેના કરતાં હજારગણું કે લાખગણું વધારે કરશો. દિવસના બીજા ભાગમાં નવરા પડો ત્યારે મૂર્ખ પિતા કહે છે તેમ 'તારી માને ઘોડી કહે, ગધેડી કહે,' એવું એવુ બાળકને શીખવી તે તેવું બોલે ત્યારે પ્રસન્ન ન થાઓ, પણ બાળક પાસે પરમેશ્વરનાં મંગલમય નામો ઉચ્ચરાવો. ઈશ્વરસ્તુતિ-

નાં સુંદર પદ્યો તેની પાસે બોલાવો. એથી જ તમે તમારૂં તથા બાળકનું સાચું કલ્યાણ સાધી શકશો.

નવા પવનથી જેમનાં મગજ ઘુમરાયલાં રહે છે, તેવા હાલના સુધારાવાળાઓ ભલે કહ્યા કરે કે દેશને હાલ આવી ભક્તિની જરૂર નથી, દેશમાં ભગતડાં વધવાથી દેશનું સત્યાનાશ વળી ગયું, નિવૃત્તિના ઉપદેશથી ભરતખંડની પાયમાલી થઇ ગઇ, માટે હવે તેવા ઉપદેશની કંઇ જ જરૂર નથી. હવે તો યૂરોપીયનોની પેઠે કમર કસી પ્રવૃત્તિ જ કરવાની જરૂર છે. અને પ્રવૃત્તિનાં જ સુખો મેળવવાની અગત્ય છે; પરંતુ તમારે તે ઉપર ધ્યાન આપવાની જરા પણ જરૂર નથી. નિવૃત્તિવિનાની એકલી પ્રવૃત્તિ વિનાશનું કારણ છે. દિવસના ચોવીસે કલાક જેણે જીવવું હોય તેણે કામ કરવાનું નથી. સોળ કલાક કામમાં ગાળીએ તો આઠ કલાક ઉંઘવું પણ જોઇએ, નિદ્રા ન લઇએ અને ચોવીસ કલાક કામમાં અને કામમાં ઘુમ્યા કરીએ તો એ કામ કરવાનું કેટલા દિવસ પહોંચે, એ વગર કહ્યે પણ સમજાય તેવું છે. પ્રવૃત્તિ સેવવાનું બળ નિવૃત્તિ જ આપે છે. નિવૃત્તિવિનાની પ્રવૃત્તિ રુધિરવિનાનું મુડદાલ શરીર છે. નિવૃત્તિનો આશ્રય લેવાથી ભરતખંડની પાયમાલી નથી થઇ, પણ નિવૃત્તિનો આશ્રય ન લેવાથી જ તેની આવી દુર્દશા થઈ છે. યથાર્થ સાચી નિવૃત્તિથી કોઇની કદી અધોગતિ થતી જ નથી. સુધારાવાળાઓ નિવૃત્તિનું યથાર્થ સ્વરૂપ જ સમજતા નથી. અને તેથી તેઓ નિવૃત્તિને હાનિ કરનાર ગણે

છે, પરંતુ વસ્તુતઃ પ્રવૃત્તિમાં જે કાંઇ સાચો ચળકાટ આવે છે, તે નિવૃત્તિવડે જ આવે છે, અને જેમ જેમ મનુષ્ય સાચી નિવૃત્તિ સેવતો જાય છે, તેમ તેમ પ્રવૃત્તિ અધિક અધિક દિવ્ય પ્રકાશથી ઝળકે છે. આથી બાળકોને ઇશ્વરની ખરી ભક્તિ જે સાચી નિવૃત્તિ છે, તેને સેવતાં કદી રોકશો નહિ. અને અણસમજુ મનુષ્યોનાં અર્થવિનાનાં વચનોથી ભ્રમમાં પડશો નહિ.

હવે આ ઉપયોગી લેખને બંધ કરીએ છીએ. પરમેશ્વરની ભક્તિ કરવાની મનુષ્યને શા માટે જરૂર છે, એ સંક્ષેપમાં સ્પષ્ટ કરવાનો યથામતિ પ્રયત્ન કર્યો છે. લઘુ લેખમાં વિષયનું પ્રતિપાદન જોઈએ તેટલા વિસ્તારથી ન થાય એ દેખીતું જ છે, તોપણ બુદ્ધિમાનના અન્તઃકરણનું સમાધાન થાય, એટલું તો આ લેખમાં લખવા પ્રયત્ન કર્યો છે.

સાચી નિવૃત્તિ અથવા અન્ય શબ્દોમાં કહીએ તો યથાર્થ ભક્તિ જે વાસ્તવિક પ્રવૃત્તિનો આત્મા છે, તેમાં આ લઘુ લેખ વાંચનાર સર્વ સ્ત્રીપુરુષ તથા બાળકો, પરમેશ્વરની કૃપાથી જોડાઓ એવી શુભેચ્છાપૂર્વક અટકીએ છીએ. ×

---

× ભક્તિ કેવી રીતે કરવી એ વગેરે લખવાની જરૂર છતાં આ લેખ મોટો થઇ જવાથી, એ વિષય આમાં આવી શક્યો નથી. ઈશ્વરેચ્છા હશે તો તે સંબન્ધી અન્ય સ્વતંત્ર લેખ લખાશે.

# યોગિનીકુમારી

## પ્રથમવિભાગ

નવીન આવૃત્તિ

રચનાર: શ્રીમાન વિશ્વવંદ્ય

ગુજરાતી સાહિત્યમાં આ એક જ નવલકથા છે કે જેના લેખ અપૂર્વ રસસાથે વાચકની સર્વ પ્રકારની વ્યવહાર પરમાર્થ ઉન્નતિમાં ઉપયોગી અનેક કર્તવ્યને સરલ અને સ્પષ્ટ જણાવ્યાં હોય. હજારો સ્ત્રીપુરુષો તેને રસ અને પ્રીતિપૂ વંચે છે અને હજારો સ્ત્રીપુરુષો તેને વાંચવાને હજી તત્પર છે. તેમાં એકતરફથી વાર્તાનો ભાગ એટલો તો રસમય છે કે જે વાંચનારનું ચિત્ત સહજ સ્વભાવે જ પોતાના તરફ આકર્ષી રાખે છે; જ્યારે તેમાંના બીજા બોધક પ્રસંગો ગૂઢ છતાં એટલા તો ઉપયોગી અને સરળ તથા સચોટ લખાયા છે કે વાંચનાર તેને તે જ વખતથી પોતાના નમાં ઉતારવા લલચાયાવિના રહેતો નથી. ગ્રન્થના ભાગસાથે બોધક વિષયને એવી તો સુન્દરરીતે ગું કે જેમાં લેખકના અસાધારણ બુદ્ધિવિભવનું વં સ્પષ્ટ ભાન થયા વિના રહેતુંજ નથી.

જીવનમાં ઉત્તમ ઉચ્ચ આનંદ અનુભવવો હોય પુસ્તક તત્કાળ મંગાવી વાંચો મૂલ્ય રૂ ૩-૮-૦ પો૦

વ્યવસ્થાપક મહાકાલ, વડોદરા